૬૪૨૬

# બાહાદુર કલાજીના ના

# ટકના ગાયનો.

શ્રી વાંકાનેર સત્યબોધક નાટક કંપનીને માટે

રચનાર.


રાવલ. ઉમીયાશંકર રામચંદ્ર.

આચાર્ય. મયાશંકર જયશંકર.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

રાવલ. શીવશંકર રામચંદ્ર.

શ્રી વાંકાનેર સત્યબોધક નાટક કંપનીના

માલીક.

અમદાવાદ ગુજરાત ગેઝેટ પ્રેસ. અને

પેટલાદ " પારસમણી " પ્રેસ.





સંવત ૧૯૫૨ સને ૧૮૯૬ માહે સપટેમ્બર

કીંમત. ૨ આના

# પ્રસ્તાવના.



પ્ર ૧—જેસલમેરમાં ભટિયાણી પોતાની સખીની સાથે હાલના રજપુતો નિરબળ થૈગયા છે એવી વાતચીત્ત કરે છે તેની મા લગ્ન સબંધી પુછે છે તો ભટિયાણીજે રાજા નવરોજે ન મોકલવાની કબુલાત આપે તેની સાથે મારાં લગ્ન કરવાં એમ જણાવેછે.

૨—જોધપુરના રાઠોડ રાજા વિજયસિંહની કચેરી જેસલમેરથી ભટિયાણીનો સબંધ કરવા નીકળેલ કવિનું આવી ચડવું કવિને પૂછતાં હાલના રજપુતો બાદશાહને સ્વાધીન છે તેથી કોઈ નવરોજે નહી મોકલવા કબુલ થયા નહી તેથી નીરાશથે ઘેર જાઉછું આમ જણાવવું અને વિજયસિંહ હું નવરોજે નહીં મોકલું એવું કબુલ કરી કવિરાજને વિદાય કરે છે વિજયસિંહના સાહસકૃત્યને માટે કલાજીના વિચાર

૩—ભટિયાણી સાહેલીઓ સાથે ગરબા ગાય છે ત્યાં કવિરાજ આવી વિજયસિંહ વિશે સમાચાર આપે છે અને ભટિયાણી કલાજી જામીન થાય તો હું વિજયસિંહ સાથે પરણુ આમ કહે છે તેથી કવિરાજનું ફરી બાજીવાર જોધપુર જવું

૪—વિજયસિંહજીને ખબર મળતાં કલાજીને જામીન થવા મોકલે છે

૫—છોકરાઓને: ગોપ કલાજીનું જેસલમેર જવું

૬—કલોજી જેસલમેર જઇ ભટિયાણીની રૂબરૂ જામીન થઈ

ખાડા સાથે લગ્ન ક્રીયા કરાવીને ભટિયાણીને જોધપુર લાવે છે
૭—વિજયસિંહને આખુ શીખબર જણાવવાથી કલાજીને સમીયાણાનો કીલ્લો બક્ષીસ કરે છે
૮—વિજયસિંહ અને ભટિયાણીનું મળવું થાય છે

---

## અંક ૨ બીજો,

પ્ર ૧—દિલ્લીમાં ઔરંગઝેબ બાદશાહની કચેરી નવરોજાનો કરે છે છતાં વિજયસિંહે ભટિયાણી સાથે લગ્ન કરી નવરોજે નથી મોકલી એવું કાલુખાં બાદશાહને સમજાવે છે (કેમકે અસલના વખતમાં રજપૂતો જે નવી રાણી પરણી લાવે તેને નવ દહાડા બાદશાહને ત્યાં જવું પડતું તેથી બાદશાહ ગુસ્સે થઇ વિજયસિંહને બોલાવવા સ્વાર મોકલે છે

૨ સ્વાર વિજયસિંહને પત્ર આપે છે તે વાંચી દીલ્લી જવાનો વિચાર

૩ ભટિયાણીને દિલ્લી જવાની વાત સંભળાવે છે તેથી ભટિયાણી કલ્પાંત કરે છે તેને શાંન્ત કરી એટલું પણ જણાવે છે કે મારા ગયા પછી કોઇ મારા નામનો કપટ પત્ર લખે તો તું માનીશ નહી પણ મારો વિંટીની છાપ મારેલ મારો કાગળ છે એમ માનજે આમ કહી રવાના થવું

૪ દિલ્લીમાં બાદશાહની કચેરીમાં વિજયસિંહ નહી આવવા વિષેની વાતચીત વિજયસિંહનું આવવું વિજયસિંહને બાદશાહ પોતાનું અપમાન કર્યાનો ઠપકો દઇ ભટિયાણીને બોલાવવા પત્ર

ખાનાનુ કહે છે વિજાયસિંહ આપના માનને ખાતર બોલાવીશ પણ જો કંઇ દગો થસે તો પરિણામ ખરાબ આવશે એમ બાદશાહને કહે છે બાદશાહ વિજયસિંહને મોઢે તો દગો નહીં થાય એમ કબૂલ થાય છે પણ તેના ગયા બાદ કાલુખાંને ભટિયાણીને પકડી પોતાના મહેલમાં દાખલ કરવા તથા વિજયસિંહને પકડી જેલમાં લઈ જાવા હુકમ કરે છે.

૫ વિજયસિંહ પત્ર લખી ભટિયાણીને બોલાવવા સ્વાર મોકલે છે

૬ વિજયસિંહ શીવ પુજન કરવા જતાં કાલુખાં સિપાઈની પારટી લઈ વિજયસિંહને કેદ કરી જેલમાં દાખલ કરે છે

૭ કામાન્ધ કાલુખાં ભટિયાણી મળવાના ઉત્સાહથી સિપાઇઓને ભટિયાણીને પકડી લાવવા હુકમ દીએ છે

૮. ભટિયાણીને સ્વપ્ન અને વિજયસિંહનો પત્ર વાંચી દીલ્લી તરફ જવાની તૈયારી.

૯ ભટિયાણી કાલુખાંના મોકલેલા સિપાઈઓથી પકડાઇ જાય છે.

૧૦ કાલુખાં ભટિયાણીની રાહ જુવે છે એટલામાં સિપાઇ આવી ભટિયાણી આવ્યાના સમાચાર સંભળાવે છે તેથી અનહદ દારૂ પી લડથડીયાં ખાતો ભટિયાણીના મહેલ તરફ જાય છે

૧૧ દુષ્ટના ફંદમાં ફસાવાથી ભટિયાણીના આપઘાત કરવાના વિચાર તેને દાસીનું સમજાવવું અને કલાજીને બોલાવવા જવું.

૧૨ કલાજી ભટિયાણીને વિજયસિંહે પત્ર લખી બોલાવી છે એમ સાંભળી દીલગીર થવું દાસીની વાત સાંભળી ત્યાં જવાની તૈયારી કરી દાસીના કપડાં પહેરીને જવાના વિચાર.

૧૩ ભટિયાણીનું કલાજી આવતાં ખુશી થવું અને દાસીનાં લુગડાં

પહેરી ત્યાંથી છટકી જાય છે કાલુખાં નિશામાં ચકચુર બની આવે છે દાસી સકેત પ્રમાણે આદરભાવ દઇ દારૂ પાય છે તે કામાંન્ધ નહી સમજતાં પીવે છે તેથી બે શુદ્ધા વસ્થામાં લડ થડીયાં ખાય છે તેને કલાજી કટારનો સંયોગ કરાવી યમદ્વારમાં પહોંચાડે છે.

---

## અંક ૩ જો.

પ્ર ૧ બાદશાહને કાલુખાં મરી ગયાના સમાચાર, કલાજી સાથે લડાઈ કરી સમીયાણાનો કિલ્લો તોડવાની પ્રતિજ્ઞા

૨ સમીયાણાના કિલ્લામાં કલાજીના સામંતો સાથે વિચાર.

૩ મુસલમાન સિપાઇયોની લડાઇ સંબંધી બડાઇ

૪ ભીલ લોકોનું કલાજીની મદદે જવું.

૫ બાદશાહે મોકલેલ છાવણીમાં કલાજીનું યુદ્ધ સિપાઇયોની નાશ ભાગ અને જીત મેળવી કલાજીનું કીલ્લામાં જવું.

૬ બાદશાહની દીલગીરી અને બાદશાહના ઉમરાવ બાદશાહને જમવા બોલાવવા આવે છે પણ બાદશાહે કિલ્લો તોડી અન લેવું એવી પ્રતીજ્ઞા કરી છે ને કિલ્લો હજી તુટયો નથી તેથી ના-કહે છે પણ સર્વ મળી ધુળનો કિલ્લો કરી તેનું નામ સમીયાણો રાખવો પછી તે તોડીને અન્ન જમવું કેમકે તે તોડીયે એટલે સ-મીયાણો તોડ્યાં બરાબર થયું આમ બાદશાહને જણાવે છે અ-ને બાદશાહ પણ કબુલ થાય છે તેથી મુસલમાનોની ખુશી

૭ જેલમાંથી વિજયસિંહનું છટકી જવું

૮ કલાજીની બહાદુરી જોઇ બાદશાહ ખુશી થાય છે (કેમકે ધુ-
જનો સમીયાણો પણ કલોજી તોડવા દેતો નથી ) તેથી સલાહ
કરવા દુદાજીને મોકલે છે

૯ દુદાજી આવી કલાજીને બાદશાહનો વિચાર જણાવી નમવા-
નું કહે છે તે સાંભળી કલોજી ગુસ્સે થઇ દુદાજીને ધિક્કારે છે તે-
મજ રણ ક્ષેત્રમાં કાલે કેશરીઆ કરી આવીશ એમ જણાવી
પોતાના જીવતા મરશીયાં બોલાવી વિદાય કરે છે

૧૦ દુદોજી આવી બાદશાહને સર્વ વાત જણાવે છે બાદશાહ
ગુસ્સે થઈ ગજમ ફરખાંનને સેન લઈ લડાઈ કરવા મોકલે છે

૧૧ ભટિયાણીની દીલગીરી કલોજી આવી દુદાજી વિશેની સર્વ
વાત જણાવી કેશરીયા કરવાનો વિચાર જણાવે છે તેમજ ભટિ-
યાણીને ભીલના ભાખરાઓમાં જતાં રહેવા વિનવણી કરે છે
ભટિયાણી લડાઈમાં સાથે આવવાનું કહે છે અને છેવટે ભાખરા-
ઓમાં લાચારીથી જવું પડે છે

૧૨ સિપાઇઓ નિશા પાણી કરી માંહો માંહે હુંસા તુંસી કરે છે
તેવામાં કલોજી કેશરીયાં કરી એકદમ લડાઈ કરે છે બાદશાહ
કલાજીની આવી બહાદુરી પોતાની નજરે જોઈ ખુશી થાય છે
અને રજપુતોપર જે કર છે તે બંધ કરી કલાજી સાથે સલાહ
કરે છે તેમજ વિજયસિંહ કલાજીને આવી મળે છે

૧૩ ભટિયાણી ભીલનાં ઝુંપડાંમાં દીલગીરી કરે છે તેને ભીલ-
ડીઓ શાંન્ત કરે છે તેમજ કલોજી વિજયસિંહ આવી મળવાથી
સર્વ પ્રભુની પ્રાર્થના કરે છે. અહીંઆં આ ખેલની સમાપ્તી થાય છે.

૬૪૨૯



# બાહાદુર કલાજીના નાટકનાં
# ગાયનો.

## શ્રી સત્યનારાયણ સત્ય છે.

**સુત્રધાર**—જગમાં ( ૨ ) ક્ષત્રીની રીતી સુણિ નાશ થાય ભગ ભી ત્રિ
વચને ( ૨ ) પળાવામાં પૂરા સંકટ રાગયે પણ શૂરા
રક્ષા ( ૨ ) ગો બ્રાહ્મણ કરવા અગળાની વારે ચડવા
અરિ દળમાં ( ૨ ) તેગ ચલાવી મૂકે રણભૂમી ગજાવી
બહાદુર ( ૨ ) ક્ષત્રીની સહાયે ચડિ વિજય કરો જગરાયે

**ભટિયાણી** ૨

યોગ્ય ઉમર થૈ મારી હાય હું હારી, મળ્યો ન પ્રાણપતિ
નહીં રે ધાર ધારી હે પ્રોગ મારી જોને વિચારી. મળ્યે.
મદન કષ્ટ સુજને દિયે કામ ન સુજે રા॥
અતિ વ્યાકુળ મન માહરૂં હવે કોણ મારી મતી. યોગ્ય.
સમિર તુજને વિનવું વાગા મંદ મતી

મતિ મારી મુઝાય છે વિના પ્રાણપતિ યોગ્ય.
પારવતી સતિ અગમ ગતિ વિનતી કરૂં અતી
રતિ સદા તુજ નામમાં પતિ દે વિમળ મતી. યોગ્ય

કેશર— ૩

નહી સોચ કરો મન માંહી જગદીશ્વર કરશે રૌ સારૂ.—ટેક
ધિરજનું ફળ અતી આપશે મખીલ પતી.
પતી પતી અરે પતી એમ ગતી ધરો પ્રતી
અરે કહો શો આ‌ઇ. નહી
જમીને રમીને ગમીને દમીને,
શાન્તી ધરો શોક હરો મોદ ભરો ધ્યાન ધરો;
ફરો ફરો કાલ્યે મળશે પતી રાતી સાંભળો હરખાઇ— નહી

૪

સુણજે રાખી તને કહું છું હું વચન
વધી ગયો જુલ્મ જાણ્ય જાહીર યવન ટેક
રાગળ ક્ષત્રી કુળ રાવ અગળ થૈ ગયું.
તરલ તેગ તેજ તરણી તુલ્ય તે ગયું
હાય હાય હાય હાય કાંઇ ન રહ્યું.
વયું ગયું થયું હૈયે હારી હાય હારી.
કષ્ટ ભારી બળે છે તનરે—સુણજે.

૫

ધીઃક ધીઃક તુજને કહેશું ? મુજને તુજને કહું શું હત્યારી

તું શું જાણે ડાહપણુ આણે ક્ષત્રી મર્મની ખબર નથી.
પતિવૃત્ત મુજ ભંગ કરાવા ઈચ્છા તારી છે મતિ મંદ
ફંદ તણા તુ દંદ કરે છે હું તુજને કહું દુષ્ટ કથી.
કદાપી એ વચન હવેથી જો ભણી
નીકાલી દઈશ તુજને હું પાપણી ગણી.
હે દુષ્ટ ભામની ન આવ્ય આમની
નહીં તુ કામની બોલ્ય વિચારી તુ નારી—ધીઃક

૬

વદું છું હું વચન વિચારી સુણો સોય માતુ હે મારી
ભર્ત્ત ભૂપાલ બન્યા છે બિચારા મ્લેચ્છ થકી ગયા હારી
નવ રોજે નીજ નારી મુકે છે પરણો રાજ્ય કુમારી
તેથી હેરે હુંજ હારી... ... ... ... વદું છું
ક્ષત્રીપણું નહીં સ્વપ્ને જાણે બેઠા ધર્મ વિસારી
ક્રુર કુકર્મી કુવ્યસની થયા છે નથિરે દયા દિલ ધારી
લગન ન કરૂં માત મારી... ... ... ... વદું છું

૭

નવરોજે ન મુકે કોઈ રાજવીરે
કેમ કરૂંરે (૨) હું તો તેહની સંગાથ મુજમાત નવ
ક્ષત્રી ભ્રષ્ટ થૈ ગયા છે નિજ ધર્મથારે
નથી સૂરારે (૨) છે અધુરા નથી પુરા નવ
મ્લેચ્છ મંદનું અનંત માત જોર છેરે
માટે જોનેરે (૨) તું મનમાં બિચારી વાર વાર નવ

૮

કવિરાજ—જુગ જીવો વિજય સિંહરાજ
દુઃખ વામજો સુખ પામજો
જામજો ધરતી ભરતી વરતી જુગ
શેષ ધરા ધરપર ધરે વિધીના રચે જગત
જોધપુરના રાજવી ત્યાં સુધી તપો તખત જુગ
ચંદ્રાર્કની કાન્તી નભ નભમાં નખી નખત
જોધપુરના રાજવી ત્યાં સુધી તપો તખત જુગ

૯

કલોજી—બળ હીણું થયા હાયે મુખ મુખથી ન કહેવાયે
સુણી દુર્બળતાની વાત થાય ઉતપાત
દેહનો ઘાત કેમ નવ થાયે— બળ
અતી મ્લેચ્છ મહા મતીમંદ કરે છે ફંદ
બાણી સુખકંદ દૈવતુ ધાયે બળ
મહા ભ્રષ્ટ બની બેશર્મ કરે નાશી ધર્મ
કરે કુકર્મ પર્મ ઉભાયે... ... ... ... ...બળ
લે ક્ષત્રીઓની કન્યાય કરે અન્યાય
જહાં તહાં થાય જુલમ કહેવાયે બળ

૧૦

તન બળે છે મારૂં આજ અહો આ શું ! થયું રે
યવન અમલ અવનીમાં છતાં આણ્યો વિચાર ન વાક્ય વદનાં
સહવું પડશે જો રાજાનું વચન થયું રે... ... ... તન

અહો ! આતે શું ! રાયે જાણ્યું ઉલાપણુ દિલમાં કાંઈ ન આણ્યુ
વચન વદી બેઠા છે તે જો વહી ગયું રે... ... ... તન
મતિ ગઈ મુઝાઇ અતી અરે ! હવે શી થાયે ગતી
વણ વિચાર્યું કરવા મન વિહવળ થયુ રે... ... ... તન

૧૧

**બટિયાણી**—ઘણી ગભરાઉં છું મનમાં વિરહ વહ્નીથી વ્યાકુળ થઇ
નથી ગમતુ કંઇ મુજને સુદ્ધિ સઘળી શરીરની ગઇ
જોબન મારૂં જશે એળે નહીં થાસે શુ મન ધાર્યું
ચપળ ચિત્ત માહી ચેન ન કાંઈ... ... ... ... વિરહ
સખી મુજને સતાવે મેન નથી સાધન કોઇ સુખ દેન
મતિ મારી મુઝાઈ ગઈ ... ... ... ... વિરહ

૧૨

**કેશર**—ધૈર્ય ધરો બાઇ મારી શોક દુર કરો
છો સુજ્ઞ અતિ બાઈ મારી મન મુદતો ભરો ટેક
કાલે થાશે સુખ શાન્તી ચિંત્યા પરહરો
શ્રી હરી સમરો મુખેથી દુ:ખના ધરો ધૈર્ય

**સાહેલીયો** } સખી પાવસ પયોદની ઘટાઘણી રે
**બટિયાણી** } માંહી ચંચળા ચમકે ભલી ભાત
આવ્યો શ્રાવણ સાહેલીયો સોહામણો રે
શિત મંદને સુગંધ રમણિય અતિ રે
વહે ત્રીવિધ પ્રકારનો સમીર ... ... ... આવ્યો

વાદળ વાદળ કામનુ ગગના ગણુ મોઝાર
જાણે ચડયું જગ જીતવા રાજી સહુ ઉપચાંર
ચારે મેર ચંદ્ર વધુ ચમકે અતીરે
ચોટ ચાત્તકની ચુભે ચિત્તમાંય આવ્યો
વિકશા વિવીધ પ્રકારના સરોવર વિષે સરોજ
અવરેખત એરી અતી મનમાં વધે મનોજ
ગીરી હરીત દેખાય અતિ આ સમેરે
તે પર મધુરા બોલે છે જોને મોર આવ્યો
સુદર સર સરિતા વિષે નિરમળ ભરીયાં નીર
વિલોકતાં વાગે સખી તારૂણીયો ઉરતીર
સૌ સંયોગી નારીને અતિ સુખ છેરે
પીડા પામે અતિ વિયોગણી નાર આવ્યો
શ્રાવણ માહીને શીવની પુજન ઉપર પ્રીત.
સૌને આ સંસારમાં સાંભળ સખી સચીત
પુષ્પ કપુર અબીલને ગુલાલ લઈરે
જઈયે " શંકર " વધાવવાને સધ આવ્યો

૧૩

**ભટિયાણી**—સખી જામીન આ કામ માંહી કેસાજી જો થાય
જેજેકાર વરતાય જેજેકાર વરતાય

**કેશર**—એથી રૂડું શું ! કહેવાય.

**ભટિયાણી**—પ્રતિજ્ઞા સફળ થાય

**કેશર**—જગત સુયશ ગાય

હરિયાણી—મારૂ સઘળું દુઃખ જાય
સખી સુણ્ય                    સખી સુણ્ય
કેશર—ધરો બાઈ ધીર ધીર ધીર... ... ... ... જામી
વિજયશિંહ—                    ૧૪

ચંદ્રવદન હે તારૂક્ષી તારૂ નીરખવા મન તલફે છે મારૂં
હે મમ પ્યારી કયારે મળીને મન તન ત્રપ્ત કરીશ તુ માર
પ્રાણથી પ્યારી તુજ વિણુ મુજને કાંઇ નથી અહો લાગતું સારૂ
મહા દુઃખ પામ્યુ હે પ્રીય મારી ધીરજ હું હવે કે પેર ધારૂં.

૧૫

અહો દેવ સર્વ ગયું દુઃખ મારૂં ધરૂં હું ધરૂં હું ધરૂં ધ્યાન તારૂ.
અકળ છે કળા દેવના દેવ તારી નથી જાણતા જે મહા તત્વ ધારી.

૧૬

પ્રીય બંન્ધુ જાઓ થાઓ જામીન આવાર
આશીશ આભાર સાર આપનો અપાર. ટેક
સુ કુમાર હરિસિંહ રાજની કુમાર
લાવો લાવો લાવો જલદી કરો શાન્ત સાર
હો મહંત સર્વ ગુણવંત ચંત ધારી
તે થકી કહું આપને હું વાર વાર .
જાઓ સ્નેહ સાગરા દિલમાંય દયા ધાર
વળી વહેલા આવજો કરીને શુભકાર

કલોજી— ૧૭

રાય માફ માગું કર જોડીને જરૂર
ન જવાય ન થવાય જામીન હે સૂર
મ્લેચ્છ દુષ્ટનો વધી ગયો અતી ગરૂર
કરે દગા આજ કાજ સાજ એ જરૂર
કરોને વિચાર સાર મનમાં હે સૂર
પ્રતિજ્ઞા મહાનનો વધીગયો ગરૂર
જો નહીં પળાય તો કહેવાય મહા ક્રૂર
તે થકી મહારાજ રાજ વિચારો જરૂર.

વિજયસિંહ— ૧૮

તમે જાઓ ( ૨ ) નહીં કરશો વાર લગાર
હું કહુંછું વાર વાર
વિચાર ( ૨ ) વિચારી કારણ મૂળનું જે રાઠોડના કુળનું
બહુ વિનય કરૂં આ વાર નહીં કરશો વાર લગાર
તે કાજ ( ૨ ) રાખી મુજ લાજ જાઓને આજ કરો શુભકાર.

કલોજી ૧૯

બાદશાહ આ વાત સાંભળી કરશે જુલમ જુલમ કારી
ચડિને—લડિને—હણિને—નડિને અચળ અમલ લેશે પાળી
માટે મુજને સોચ થાય છે જુલમ થશે બહુ ભયકારી
જનમાં—તનમાં—મનમાં—ધનમાં હાનિ થશે કહુંછું ધારી
નવરોજાની ના કહીછે પણ જોર મ્લેચ્છનું છે ભારી

ઉદતાં-ફરતાં-કરતાં-લડતાં-લાજ રાખજે ત્રીપુરારી.

**ભટિયાણી—** ૨૦

પ્રાણથી અધીક પ્યારા પતિની વતી હે સખી સુજાણ હજી ખબર નથી
માન્ય માન્ય માન્ય તું હું કહું મતથી હવે પ્રાણ પીંજરામાં રહેવાનો
નથી

કરૂં આપઘાત દેહ તજું પંડથી નારિ અવતાર તને ધીઃક છે અતી
દર્પ દે કંદર્પ દુષ્ટ પર્મ ગર્વથી મુજને સખી સહન એ થતો નથી. પ્રાણ

**કેશર—** ૨૧

સખીરે મન ધીર ધરો મારી હરશે દુઃખ દર્પ ગહૃ મોરારી. સખી
મહારે મતિવંત તમે નારી રહો રે રહો સુજ્ઞપણું ધારી.
રહોરે આજ હર્ષ હૃદય ધારી વાંચ્છના મન પૂર્ણ થશે તારી. સખી

**ભટિયાણી—** ૨૨

ધન્ય ધન્ય આજેરે દીન સુખકારી દુઃખ દુર દુર દુર (૪)
થયુ મારૂં રે ધન્ય આજેરે દીન સુખકારી.
મળુ પ્રેમથી પ્રાણને મળુ સર્વ ગુણ જાણને
રઢીઆળા રૂપ ખાણને શીરતાજ સુજાણને
જઇ નીરખુ છબી નીરખુ મન હરખુ
એ સરખુ સુખ નહીં કાંઇ જગતમાં ભારી. ધન્ય.

**વિજયસિંહ—** ૨૩

મમ પ્યારાની શોધના ના અચળ વિચળ અરે મુજ મન થા
અકળ ગતી અતી કર્મ તણી છે અહો હશે હા ના.

રેન દીન મન ચેન નથીરે મેન થયો દુઃખના. મમ
પ્રાણ પ્યારીના દર્શ વિનાતો પ્રાણ પંડથી જાય. મમ
કલા તણી હજી ખબર નથીરે થયુ હશે શુ! ત્યાં. મમ

૨૪

આશા પૂર્ણ કરી છે શાબાશ
તેથી હું હુલાશ મેન ત્રાસ છુટયો શ્વાસ ટેક
છો મારા પ્યારા બન્ધું વારંવાર હું વદું
તારો હું આભારી ભારી મોતથી લીધો ઉગારી.
નારી નારી મારી વાણી આજ તમે પાર પાડી
ફુલી ઉલાસ કહું છું ખાસ લ્યો ઈનામ થઉં આવાસ

કલોજી ૨૫

વંશના હંસ નરેશ તમારે હું દાસ પણે છું સુરેશ
આપ પ્રતાપ પ્રસરી રહ્યો છે દેશન દેશ અશેષ.
સર તરવર આપ તણા ઠર અમે પક્ષી હે નરેશ
અમ તણી દાસ કૃપાલ તમે છો મોજી વિજયસિંહ મહેશ
શુભ થયું છે કાજ જે આજે તવ પ્રતાપે ધનેશ. તમા.

વિજયસિંહ— ૨૬

જઈ નીરખું મૃગનેની શસિ વદની સુખ દેણી (૨)
સુવર્ણ વર્ણી રાંગ રચુ જઈને રંગ
શુભ પ્રસંગ છે ઉચ્છરંગ જોઉં ધરી ઉરમાંય ઉમંગ
ઝટ ... ... ઝટ ... ... ઝટ ... જઈ

ભટિયાણી— ૨૮

સ્વામીને વિલંગ કેમ થઇ સખીરે
પ્રાણાધાર સુખાગાર દુઃખ નિવાર
વિરહકાર શાન્ત થૈશ પેખીરે
કામદે મને કષ્ટ હે સખીરે
ભુવન વંન મલિન મન તરલ તન
દુઃખદ દન છું અતિ દુઃખીરે.

કેશર— ૨૯

ધીરજ મન ધરો હે ચંદ્રાનનીરે અતિ સુજાણ મળશે પ્રાણ
મનમાં જાણ દુઃખન આણ મંદ મંદ ગવનીરે
કષ્ટ ના ધરો મનમાં માનુનીરે
જગદંબાય કરશે સહાય કષ્ટ જાય મોદ થાય હે મૃગાનેનીરે

ભટિયાણી— ૩૦

રંગ રસિયા પધારો રંગ માણવા
હવે સુખના દિવસ રૌ જાણવા
પેખુ નહી પલ પ્રિતમ તમને તે પલ જુગસમ જાય
અમર કરી પીયુ આ સમે હેતે ઝાલી હાથ
લગની લાલ નયન તણી-લાગી મારા નાથ
રંગ રમવા દુઃખ દમવા સુખ કરવા ભય હરવા

વિજયસિંહ— ૩૧

ન લગાર ચેન પ્રિયા તું વિયોગથી (૨)
હૈડે ત્રાસ વિરહ ખાસ છું ઉદાસ

પ્રાણુ પીયારી ( મારી ) પ્રાણુ પીયારી.
પ્રાણુ પ્રિયા તુ છે પ્રાણુાધાર
રૈન સરસ લાગે વર્ષ નથિ હર્ષ
લીધો ઉગારી—ન લગાર

—*—

## અંક ૨ બીજો.

**વિજયસિંહ—** ૩૨

મન ઉદધી માંયરે ( ૨ ) અહો હો દીન રેન
તરંગ તરલ આનંદ તણા જે નથી સમાતા વહિ વહિ જાયે
બેસતાં ઉઠતાં સોવતાં વાર વાર વહિ જાયે.
મળી મને શાન્ત કિધો છે પ્યારી હવે કામ સ્વપ્ને ન સતાવે
મનમાં તનમાં ક્ષણુમાં મહા મોદ મન થાયે.

૩૩

આ શું ! અચાનક ( ૨ ) વ્હાલીથી વિયોગ વખત આવ્યો
શાહનો લખેલો પત્ર આવીયો દિલ્લીથી અત્ર
પ્યારીને મળીને તુર્ત હશે શું ! થશે શું ! જાણું આજ હું

૩૪

આવ્યોરે પ્યારી દિલ્લી થકી અસવાર
વાંચીને પાતીરે ચીરાયછે છાતીરે
તુજ વિયોગ થનાર ... ... ... આવ્યો

યવન દુષ્ટ છે રે જોર અતિ પુષ્ટ છેરે
હેવ હું શું ! કરનાર ... ... ... આવ્યો.
હે પ્રિય મારીરે મુજ ભય ભારીરે
પ્રાણ તજું આ વાર ... ... ... આવ્યો.

ભાટિયાણી— ૩૫

મહા મતિ પતિ અહો મારિ શી ગતી
રતિ પતિના ઉતારીયે તમે કેમ
તજું પ્રાણ હે સુજાણ આગળ હું અરે.

૩૬

વિજયસિંહ—પ્રીયા વરિ પ્રેમ રજા દે મારી ( ૨ ) ત્વરીત આવીશ પ્યારી.

પત્ર પાદશાહે લખી તેડાવ્યો આવાર
માટે મુજ પ્યારી તમે હઠન કરો મનધાર
મુકો મુજ હસ્ત રહો ધિરધારી ... ત્વરીત
આજ કાલ એનો ઘણો જગમાં જાણ્ય જુલમ
દુષ્ટ પુષ્ટ કાર્યો કરે અધિક અધમાં અધમ
પ્યારી નહી જાતું હૃદયમાં હારો... ... ... ત્વરીત
તુજ મુખ ચંદ્ર વિના પ્રીયા નેત્ર જલજ સુકી જાય
હાય ઉપાય હું શું! કરૂ તુજ વિયોગ નવ થાય
પ્યારી કહું તૂજને પોકારી પોકારી... ... ...ત્વરીન

૩૭

દુષ્ટ મલેચ્છ પાસ જાઉં છું હે રાણી તુજ આવવાથી થાય મહા હાણી

પ્યારી આતું આવું બણો નહી વાણી થાય વાત બીજી જાય
મુજ વાણી
માટે મુકય મુજને તુ એવું જાણીઆરે ! છે પ્રીયા સુજાણ મહા
શાણી.

૩૮

ભટિયાણી—દિન વિનતી ધ્યાન ધરજો
પ્રાણ નાથ કરી કૃપા દીલ્લી જઇ ફરી વેલેરા વળજો
પલ તમો વિણ સુનો પિયુ મુજ વિતે વર્ષ સમો અહી
વિસરતા નહી આદિન દાસી ... ... ... પ્રાણ
શુદ્ધ મને શીવ પાસ હું માગુ સંકટ હરો મુજ શ્યામનુ
વિયોગ દુઃખથી મુકત કરો વિભુ ... ... ... પ્રાણ.

૩૯

વિજયસિંહ—કરો ઔરંગશાહ વિચાર હે ગુણતણા ભંડાર
છો પરમ પવિત્ર અપાર તે માટે કહુ છું સાર
ઘટે નહી આ કુકર્મ ધરો ધરો કાંઇ શર્મ
વિચારોને આપ ધર્મ જાણીને અપાર પર્મ
જુઓને કુરાન મર્મ ક્ષત્રિઓ થયા છે નર્મ
તેથી કરોછો આ કર્મ લોયો છો તેઓના ભર્મ
નવ જુલ્મ કરો તમે આજ છો સર્વ તણા શિરતાજ
ક્ષત્રિ પુત્રિ નવ રોજે જાય હાય હાય આ જુલ્મજ થાય

૪૦

ખરેખર જુલ્મ કર્યો આવાર તેડાવિયો મને પ્રતિત દાખી

જે મમ લાજ કુરો અભિલાખી કહું કરિ હુ વિચાર
કોના આગાડી કષ્ટ ઉચરતું આ સમ શેર યકી હા! મરતું
કામ સુજે નહીં આગળ બુઝે નહી તન ઝુઝે નહીં
એવુ કીજે નહીં મતિ પારા વાર પર્મ કૃપાળુ હે જગના આધાર
યુદ્ધ કરૂ ધરિ ધીરજ મનમાં લેશ કલેશ કરૂ નહીં તનમાં
ધાર્યું હશે કિરતાર ... ... ... ... ... ખરે.

૪૧

મમ પ્યારી સુજાણી [ ૨ ] પ્યારી તુ વાણી
તન મન માંય ચીંત્યા ન કાંય તમે કરશો ન હાણી ( ૨ )
દુઃખ સુખ સાથે છે સૌ માથે સત્ય કહુ છું વાણી ( ૨ )
ઘર ઘર પ્યારી તુંજ સમ નારી નથિ કયાંયે મેં જાણી ( ૨ )

૪૨

દઇનેરે દગાબાજી દીધુ છે દુઃખ તેં પાજી
તેડાવીને થયો રાજી દીધુ છે તેં દુઃખ પાજી
કર્યું છે તેંજ મન ધાર્યું અરે પાપીન વિચાર્યું
નથી મરતો હવે લાજી ... ... ... ... દીધું
નથી મનમાં તને વિચાર કરે છે દુષ્ટ તુ વ્યભિચાર
હાર્યો છે તુંજ ભવબાજી ... ... દીધુ

૪૩

કાલુપમાં—પ્યારી તલફ રહા મન મેરા મુખડા કબ દેખું ગાતેરા
શરાબ શાકી મુજકું પીલાદે આવ આવ
આવ ગલેસેં લગજા

લાખ બારમેં જાન તુ જાપેં ફિદા કરૂં ગામેરા
આહો હો મજો એ જો જો જો
અલ્હા હક તાલાયે આજે બ્હાર બ્હાર
બ્હાર કરિ હે કેસી
ઢુંઢ ઢુંઢ કે મરજાવે પર મિલેન પ્યારો એસી.
અહો હો મજોઓ જો જો જો

૪૪

મેરા જેસા આદમ કોઉ હેન આન
મેરે મુખસેં કરૂ મેં ક્યા બયાન
મેરા ... ... અહાહા... ... ... અહાહા
ઉસ્સે નજર મિલાય કબે દુખુંગા જાય
કંજ કલિયન સિકુય તન એ સાત લસાય
અહાહા ... ... ... ... ... અહાહા

૪૫

ભદ્રિયાણી—કેવું થયુ સ્વપ્ન અરે ! મન માંહ
ચિંત્યા ચિત્ત માંહી થાય શુદ્ધિ બુદ્ધિ બધી જાય
હૈયાની હૈયા માય હામ હણાયે ... ... કેવું
લાય લાય થાય આ ઉરની મહીં
બનિ છું હાલ બેહાલ કૃત્ય કર્મોના આધાર
વિધિ સતાવે આવાર ઉર અકળાયે ... ... કેવું
પ્રાણુ પ્રાણુ પ્રાણુ પ્રાણુ આશું ! થશે ગતી.

૪૬

કેશર—મલિન ન કરસો ચંદ્ર વદન બાઇ
નિત્ય મગન રહેશો મન માંહ
આળ પંપાળ સ્વપ્ન છે સાચું
મિથ્યા માનો સરવે એ કાચું
સ્વપ્ને નીચનું પાણી પાય સ્વપ્ને સરમાં સમુદ્ર સમાય
સ્વપ્ને સળિપર મેરૂ થાય કહો કેમ સાચું કેહેવાય

૪૭

ભટિયાણી—ગુણવંત પ્યારી પત્ર ( ૨ ) લખુ સુખ સાજ હું તુજને
તુજ વિણ પ્રાણાધાર કાંઈ નથી ગમતુ મુજને
પત્ર વાંચીને તૂર્ત ( ૨ ) આવજે અહીંયા પ્યારી
મ્લેચ્છ દુષ્ટ મતિમંદ મને દુઃખ દે છે ભારી.
નહીં આવેજે પ્રાણ ( ૨ ) પ્રાણ જશે મમ પ્યારે
છે તુ ચતુર સુજાણ ઉપાય નથી કંઇ મારો
દુષ્ટ કરે છે પુષ્ટ ( ૨ ) જોર અહો હું મમ પ્યારી
તે માટે લખિ પત્ર મોકલ્યો તુજ ભણી નારી
અહીંયા આવ્યા બાદ નાથ સહું સારૂ કરશે
હરશે સૌ સંતાપ સકલ સુખ સંપતિ ભરશે

૪૮

આવ્યો પત્ર પ્રાણપતિનો આજ
દિલગીરી હરશાવી દિલ્લી યેં મને બોલાવી

જાઉં પૈયંતા દ્રઢવી થશે જેમ હવે ભાવી
પ્રભુજી રાખશે મારી લાજ ... ... ... ... આવ્યો
અરે સખિ મારી ઝટ રથ લાવ્ય શણગારિ
વિરજ હૃદય ધારિ પૂરણ પ્રિતિ પ્રસારી
નિરખે પ્રિતમ નારિ સહુ વિધિ સુખકારિ
થા થા થા જલદી તૈયાર
કરો કાં વિચાર કર્ય મારૂં શુભ કાજ

૪૯

સિપાઈઓ—અહો આજ મજાહે યાર અપને સબકું બે સુમાર
ભાયા આજે અપને સબકા દિલકું બહોત કરાર
ભટિયાની સી પ્યારી પાગે કાલુખાં સરકાર
મૌલાને ઉનકા બનાયા તકદિર કયા બિસિયાર
કયા પરવર દિગાર આજ બની હે બ્હાર
શરાબ બે સુમાર પાવેગે દિલ દાર
કાલુખાં સરકાર પિનેકુ તૈયાર
હો વહાં જાને કું હું શીયાર ... ... ... ... આહો

બધાય ૫૦

અપને સબે મિલકે કરેંગે યારો શરાબકા શોખ
જમાલીયેકુ નહી મીલે •
જમાલીયો ... ... કયુંરે લુચ્ચા નહી મીલે
૧ સિપાઇ ચલ અહિંયાંસે નહિં મિલે ના કહેતા હું નહિમિલે

૨ સિપાઈ નારતાબી નહિ મિલે નહિ મિલેરે નહિ મિલે
બધાય ચલો જલદિસેં દેરકયારે અબે કાલુખાં પાસ
અપના મતલબ હાંસીલ હુવા
વાહા ! વાહા ! કેસા હુવા પરવર દિગાર આ
લુટેગે અબ મજા શરાબ કબાબકા

કાલુખાં ૫૧

ઉડાદે અબ ચેહેરેસેં યાર નકાબ
દિખાદે પ્યારી શકલ તેરી મહતાબ
આશક હું તુજ નામપેં નુર હુર પરિયાન
તુજ મુખડા મહતાબપેં જાન કરૂં કુરબાન
આવ બઝમ હમ તુમ કરે પીયેં ખૂબ શરાબ
દિલ કરૂં તેરે નજર લઝત બદલે કબાબ

૫૨

દુઃખ હર દિલજાનીરે મિલિઆન મેરિજાન
કરૂં કયા બયાન રૂખ અનવર સાની દુઃખ
પીઉં પ્યારી કરસેં પ્યાલા બુઝાઉં ઈસ્ક આંસતકી જવાલા
મોજ મોજ મોજ કરૂ અહો નિશ મોજ
જગમેં હો લુત્ફ તબ મેરી જીંદગાની ... દુઃખ

ભટિયાણી ૫૩

હરિહર તુજને સમરૂં આજ કોને શરણુ જાઊં તુજ પોતે છે લાજ
અરે ધાય ધાય ધાય
મ્લેચ્છ વાસ મુજને અરે લાગે ત્રાસ સમાજ

કર સહાય ત્રિભોવન પતી ગુણ સુમતિના ઝહાજ
કઠણુ હૃદય મુજ કેમ ન ચીરાય આજ
શઠ છંદી મતિમંદની ઇચ્છા છે મહારાજ
કરવા પતિવ્રત ભંગ મારૂં ધાર્યું છે મનમાંજ
દુષ્ટ યવનોને મારી કરીને બુઝાવો મમ દાઝ

કેશર                    ૫૪

રહો બાઈ ધીરજ ધારી મન વિચારી છો ગુણ ભારી આપ આપ
છો ગુણાકર વેણ સુધાકર તેથિ પર હરો તમે તાપ તાપ
ત્વરીત જાઉ લાવું કલાજી મિટાવશે સૌ દાપ દાપ
શું કરશે એ યવન અભાગી નડશે એના સહુ પાપ પાપ

કલાજી                    ૫૫

ગજબ ગજબ ગજબ ગજબ કરે અધર્મ
નફ્ટ નફ્ટ નફ્ટ નફ્ટ કરે કુકર્મ
હજી ધીઃકાર વાર વાર તુજને બે શરમ
કરે હરામી કામ દુષ્ટના તુંરે પરમ
ઓ હાય ! હવે શું ! કરવું ઝેર ખાઈ મરવું
ગમે ના ફરવું ક્યાં જઈ ઠરવું
મનના ડરવું તનમાં અતિ બળવું
જુલમ જુલમ જુલમ છે ક્ષત્રીના ભરમ
અરે હાય શું કરૂં ગુલામ ન જાણે મર્મ
હાથે હણું યવનને નહીં થઉં નરમ

૫૬

દાસી મારિ લોચન ધારી ભજી મોરારી

ધિરજ ધારી છે ગુણ ભારી પાપિ હણું પલમાંય
મ્લેચ્છ દુષ્ટને પમાડું દુઃખ ભારીરે
ચાલ ચાલ ચાલ આવું આવાર
કરૂં સંહાર જે વ્યભિચાર યવન ધાર
મુજ અસિથી હસિ ખુસિથી પાર

૫૭

હાર ઠાર કરૂં ઠાર જઈ જલદિ પાપીને ઠાર હાર
હાર ડાર (૨) કંઠ સોચન કર્ય મનમાહી લગાર
મ્લેચ્છ વૃંદમાં વિઘન વિલાસી
મુજ સમશેર રૂધીર ની પ્યાંસી
થઈ છે પૂર્ણ પ્રકાશી નાશકરીશ સત્વર કરધાર. હાર

બહિયાણા ૫૮

લાગીતનમાં લાય અતિલાગી તનમાં લાય
મમ જીવ કાં ન જાય અતિલાગી તનમાં લાય
મ્લેચ્છ વારા માંય ભય ભિત મન મુંઝાય
નિરૂપાયથી શુ ! થાય અરેરે, હાય હાય
કરૂ પડિને પાય વિનતિ વિશ્વરાય
અતિ પ્રેમદા પીડાય પ્રભુ કરો સહાય

૫૯

તમોપર જાઉવારીરે તમોપર જાઉવારીરે
સત્ય પાળિ નિજ પ્રભુઆહો મને મરતિ ઊગારી

જેમ નારી દ્રૌપદિની ટેક રાખી મુરારી — તમો
આપ સમોવડ આ જગમાં ભૂપાલ નથિ ભારી — "
મહા મતિ ધિર વીર ક્ષત્રી ટેક સુધારી. — તમો
જિંદગાની પર્યંત તમારી હું છું આભારી.
ધન્ય ખમા શુરવીર તમોને ક્રોડ દીવાળી. — તમો

૬૦

કરૂણા કરજો કુંજ બીહારી ( ૨ )
આ પતિ હિતથી રિતથી પ્રિતથી ચિતથી
કરૂં પ્રાર્થના તમારી ... ... કરૂણા
આફત સઘળી આજ અહીંથીરે
કરજો દગીજો કરજો સહાય મારી ... ... ... કરૂણા

કાલંગડા — ૬૧

હુવા દિલકું કરાર મેરે દિલકુ કરાર.
દિલકું કરાર અહો પરવર દિગાર
તખ્ત મિલ્લા જાને તીન લોકકા
યારી કરનકું હુવા તૈયાર. — હુવા
ચેહી બુલંદ તકદિરકી નિશાની
પ્યારી મિલિ ઐસિ બિના તકરાર
અબતો વહાંમેં જાઉં જલદીસે.
ભટિયાનીકા કરૂં દેદાર — હુવા

**મિયાંઓ** ૬૨

કેસા ભયા દેખોજુલમયારો અંગમેં પ્રગટીઆગ
એસાહ લડનાં ઉનકે સંગજ્યું લડદે ખેલે ફાગ
શાહકે સંગ કરે તકરાર તો ઉનકે બડે અભાગ

**કહોજી** ૬૩

શાણા સામંતો સુજાણ વળો યવનો નો ધાણ
મારો મારો મારો રજપૂતિને સુધારો
કોઈ હીમત ન હારો શુરવીર સુજ ખાણ
જાઓ જાઓ વેગથિ મારે મ્લેચ્છ તેગથી
લડો મુજ નેગથી વેગથિ હા વેગથી.
ધાવો ધાવે રણધીર પાઓ પ્રેતોને રૂધીર
ગાઓ મુખે બળવીર કરો પાપીને અધીર
કરો કેશરીયાં હાય તુટી પડો રણમાય
મ્લેચ્છ જીવતા નજાય કરો કરો ને સંહાર
નહીં લગાડ શો વાર કરી દીયો આરપાર
ધરો દિલ હામ ચહો ચહો જય ચહો
ક્ષત્રી વટ ગ્રહો ગ્રહો જગયશ લહો લહો
રણ પંથ ગહો ગહો દહો પાપીને ખુસીથી સામંતો દહો

**સામંતો**— ૬૪

ધરો ધીર (૨) મહીપ શુભ પેર યવનોને કરશું ઠેર
નથી જોર (૨) રંકનું તેવું અમ સંગ લડે રહી એવું
અમો કહીયે (૨) સહુ શુભપેર..........યવનો
જેમ ભીમ દુષ્યાસન ભાઈ કરી કરીને કઠિણ સગાઈ

મહા ઘોર યુદ્ધ વરતાઈ ધરી માન ધરીમાન
રૂધીરનું પાન કર્યું ગૂણવાન તેમ કરી પેર—યવનો
અમો સત્ય પ્રતિજ્ઞા કરીયે યવનોના પ્રાણુજ હરીયે
નહિતો પાછા નહી ફરીયે ધરી ધર્મ ધરી ધર્મ
વિચારી મર્મ કરી રણુ કર્મ પર્મ કરી કેર ... ... યવનો

કર્મોજી ૬૫

રંગ છે સામતો શુરવીર રણુધીર
મતિધીર મહાગુણુના ગંભીર
સુમતિ સુધિર શાબાશ (૨) અહો રાખો મુજનીર
મારો મારો એને હાર વદું એવું વારંવાર
જાણે નહિ સારસાર પાપ કરેછે અપાર
પાપી પાપ ફંદ અરે કરે છે એ દૂંદ
ઘણા તીવ્ર એ અમંદ હવે બનશે તે મંદ
તોડો અભિમાન જોર એનું એનું શું ! શું ! શું !

છોકરાઓ ૬૬

અમે સંગે આવીશું રે મ્લેચ્છ મારવા ધરી દિલ ધીર
છીયે અમે શુરવીરના પુત્રો જો જો અમારી સુધીર
એ પાપીને પલમાં મારીશું ! મારેછે બાજ જેમ કીર
લેશો નહીં જો સંગે કદીપી મરશું થઇને અધીર

૬૭

કર્મોજી—પવિત્ર પ્યારા પુત્રો મારા ધન્ય તમારી ટેક
રણાંગણે ન અવાય તમોથી છો લઘુ વયના છેક

છોકરાઓ—પુંજ્ય પિતાજી કે હરી બાલક બસે નિપટ લઘુ હોય
    ઝુંડતિ તુંડ વિશાળ ઘણા પણ ગાજી શકે નહી કોય
કેસોજી—આ વખતે તો પૂત્ર માહરા ઘેર જાઓ રણધીર
છોકરાઓ—જૈયે જી સૌ તાત તમારો હુકમ ચડાવી શીર.

**સિપાઈઓ** ૬૮

ચલો ચલો નિકાલુ તલવારસેં
હિંદુકુ મારીયે મારસેં ગજ઼લ
અહો સુનો મેરે યાર સબરહેના તૈયાર
હે કીસિકી દરકાર કુચ્છ અપનેકુ પ્યાર
પકડી મંગાવો દ્વારસેં ખેંચ ખેંચ

**ભીલ** ૬૯

હાલે કેમ હળવો ધાયલરે (૨)
મળવારે જાવું છે કલારાયનેરે રૂપરંગીયા
તુ એ હાલ હળવો ધાયલરે ( ૨ )
ઉતાવળો હાલ્યાથી હાંણી થાશેરે સરદારીય
દારૂ પીહુ ધ્રાઇને ધાયલરે (૨)
લડવારે જાવુંછે એલ્યા રડમાંરે રૂપરંગીઆ
માટે કહું માનજે ધાયલ રે (૨)
કાંટાને મહેલેથી હેઠો બેહજે રે સરદારીયા
    કાયર કેમ થાયછે ધાયલ રે ( ૨ )
    કાયર તો થઈને કેણી રણમાંરે રૂપરંગીઆ

ફોજને પાતશાહની ઘાયલ રે ( ૨

ઘેર્યું છે ઠાકોર કલાજીનું ગોદરૂંરે સરદારીયા
મારી પાતશાહને ઘાયલ ( ૨ ]
વેલારે વ્હાલા કલાજીને થઇશુંરે રૂપસંગીયા
માટે નહીં મરજે ઘાયલ રે [ ૨ )
બાઇડી ને છોકરાંને ઘેર મળજેરે સરદારીઆ
હું તો શુરવીર છું ઘાયલરે ( ૨ )
પાપીરે પાતશાહને મારૂં પલમાંરે રૂપસંગીયા

કેશરજી ૭૦

શુરવીરો આજે કરી શૂળ પે (૨ ૨ )
મારી પાપીયોને આજે મારૂં વાળ્યું વેર વેર વેર
મારા ઉરમાંય લાય લાગી અતિ હાય હાય
પાપીયોનું મૂળ જાય ત્યારે મન શાન્ત થાય
અહા હા હા હા હા કરે પાપી કેવો કેર— શુર.

સિપાઇઓ ૭૧

હાંરે સુનો સુનો મુગલ સરદારો ( ૨ )
દુરગ મટિકા બનાઇ તોડાયેં પીર હાલ
હારના મત હિંદુકેસેં ઉનના કયા મગદુર.
ખેરસલ્લા કરે અલ્લા યાદ રખીગો નામ ઉનકા
શાહ ખાના ખાયગાતો સર્વકી સભાલ

વિજયસિંહ ૭૨

આ શી ઉપાધી શી ! વ્યાધી
કાયા બાધી સુકાણી છે મારી હાય મનમાં
થાય તનમાં કૃપાળુ હરી
અરજી સ્વીકારો ઉગારો
ચેન નહિ ચિત્તમાં અમારે લગારે
ઇશ અત્યારે ચડો વારે વિપત્તિ હરી

૭૩

અરે હાય શું કાયર થઇને બેઠો છું આ વાર
શૂરવીર રણધીર આગળ બેઠીનો શો ભાર
પલમાં જાઉં મ્લેચ્છ નીચને કરી આવું હું ઠાર
વાર વાર કરિ પુકાર જાઉં છું હું ધીર ધરી
જઇ સંભળાવો સરકાર અરે૦

કલો ૭

૭૪

જુઓ જુઓ કરેછે અન્યાય
ધાઓ ધાઓ સરદાર મ્લેચ્છ જીવતાં ન જાય
જાય જાય તો જુલમ હાય હાય તો જુલમ
ઝટક ઝટક ઝટકાવો મુસ્તક લટકાવો તો રણધી

૭૫

છે ધન્ય ધન્ય રણધીરો કઠીણ વખતમાં બની મુંઝ બેલી
યુદ્ધ કરો શુરવિરો મમ યુદ્ધ કરો શુરવીરો
કર્યું નિકંદન દુષ્ટ પ્રબળનું તુષ્ટ કર્યો આત્મા મારો
રંગ રંગ છે રંગ તમોને રંગ રંગ રણધીરો. મમ

૭૬

નવ વદો વચનથી આવું હું ક્ષત્રી ન ક્ષત્રી નહિ થાઉં
ટેક લીધેલી નહીં તજું નહીં લજવું પીતુ માત
અપયશ અગણીત નહી કરૂં વિશ્વ વિષે વિખ્યાત
નહી નિચને નમાય ભલે દેહ નાશ થાય—નવ

**સિપાઇયો**

૭૭

શેર બનો શેર યારો પકડો સમશેર
જાલીમ મચાઓ જંગ રખો રણ બીચ રંગ
હિંમત દેતાહે જોઇ આબરૂ રખેંગા વોઈ
સુનો યારં સુનો યાર કરો જોર કરો જોર

**ભટિયાણી**

૭૮

ભ્રાત મુંજ સદા શત્રુ હણીને
વિજય પામજો મજો હજા હજો
થજો પ્રભુ સહાય, કહું પડિ પાગ
વિઘન હરો મુજ વાલમના કરૂણાળુ ( ૨ )
ગિરધારી અસુરારી અજભવ ભયહારી
બલિહારી વારે ચડજો ( ૨ ) દિન દાસી જાણીને
કરૂણાળુ કરૂણાળુ ... ... ... ... ભ્રાત મુજ

૭૯

મમ હૃદય કેમ ન ચિરાય અરે ( ૨ )
દુઃખદ વાત સાંભળી આવી ( ૨ ) મેમ

મુજ માટે કરી અહો મમ બંધુ આપને કષ્ટજ થાય
હા આ વચનો સાંભળી મુખથી કેમ જીવ નહીં જાય
વિરા આપને રજા આપતાં જીભજ હાય કપાય

૮૦

કલોજી—હવે પુરિ લાવુ લઉ એ પાપીના પ્રાણ
દુષ્મનના લોહીની ભારી તેગ રહી છે તરસી મારી
તુર્કની સૈન્યનો જઈ વાળુ હું ધાણુ
મારૂં ઠાર કરી યુદ્ધ ઘોરશ્રમ સાણુ ... ... ... હવે

૮૧

કલોજી—સુખેથી મુખેથી મને મહારાજ આપો શાબાશી શુ આજ
વિજયસિંહ—યવનોનો નાશ કર્યો સ્વબળથી પ્યારા
દુઃખથી બચાવી ક્ષત્રીયોની બાળા
રાખી ધિરવિર મારી લાજ લાજ ... ........સુખે
કલોજી—એમા લેષન પ્રાક્રમ મારૂં તપ બળ મહિપતિ, સર્વ તમારૂં
પ્રાણ પાપી જનના હરનારૂ સકળ શ્રષ્ટીમાં સુખ કરનારૂ
વિજયસિંહ—ધન્ય ધન્ય પ્યારા મારા ધર્મ ધોરી ધરનારા
ક્ષત્રી વટ રીતી તેં સુધારી આજ આજ સુખે

૮૨

વિજયસિંહ } જગદિશે કર્યો જયકાર જગદિશે કર્યો જયકાર
કલોજી } સંકટ કાપ્યું મહા સુખ આપ્યું અરિનોં કરીને સંહાર
આનંદ છે આજ અપાર આનંદ છે આજ અપાર

જેયે સ્વરાજમાં સુખ સમાજમા આજે હરિ કર પ્યાર

૮૩

**ભટિયાણી**—મુજ શીર દુ:ખ નાખ્યુ શુ ! ઉમીયાપતી
ઘટે ન કરવો કોપ દિનપર કઠિણ અતિ મુજ કર્મ ગતી
કરૂં અર્જ જોડી હાથ નાથને મિલાવો નાથ
જન્મ સુધારો કષ્ટ નિવારો અર્જ સ્વિકારો અવિનાશી
જંગલમાંય રહ્યું ન જાય હારિ હુ હૈયામાં હાય—આજ

૮૪

મમ જીવ ઘણો ગભરાયે
આ વિપત્તિ ન મુજથી વેઠાયે
**ભીલડીયો**—બાઈ કાંઇ દુ:ખ નહીં ધરો અહીં
સશી મુખી રહો સુખી અકળાયે શુ ! થાયે
**ભટિયાણી**—પતિ વિયોગ સાયક સહિ તનમાં
દિવસ વિતાવુંછું રહી વનમા
ગતી તારી અતિ ન્યારી નશીબ નશીબ
**ભીલડીઓ**—તજો માત કલપાંત થાઓ શાન્ત બલીબાત

૮૫

**સર્વે પાત્રો**—અવિનાશી તમારી અદ્દભુત રચના અવલોકી અમે આજ
વક્ર દ્રષ્ટિથી લગાર વિમુખ સર્વે જગત સાર
શ્રી......ધ......ર......અ વરેખ્યા
કષ્ટ ધ્વાંત કૃપા કાની કાપ્યું દુ:ખ સહુ ( ૨ ) આપ્યુ સુખ બહુ

સર્વદ શુભ સુખ આજ ... ... ... આવિ
મોરારી ( ૨ ) હું વારી ( ૨ ) ઉગારી ( વિકટ સંકટ
જનન મૃમ ... ... ... અવિનાશી તમારી

